# ખૈબરની લડાઇ

જેની અંદર ખૈબરનો કીલ્લો જનાબે હેદરે સ-
ફદરે બહુજ શુજાઅત અને બહાદુરીથી ફ-
તેહ કરેલ છે વીગેરે બયાન લખવામાં
આવેલ છે.

તાલીફ કરનાર
હાજી ગુલામઅલી હાજી ઇસમાઇલ
અધિપતિ રાહેનજાત અને મુરેહઆન દુરરે-
બેબહા તથા અલ્વાહુન્નીસા વી૦ ના કર્તા.
અહમદઆબાદ પાચપટી

આવૃત્તી બીજી,
તા૦ ૧૩ માહે રજબ સન ૧૩૧૮ હી૦

શ્રી "ઇસ્નાઅશરી પ્રીન્ટીંગ પ્રેસ" અમદાવાદ
પાચપટી બાકરઅલીની પોળ

કીમત એક આનો પોસ્ટેજ જોઇએ એટલી ટીકો અરધા આનો

# મારા વ્હાલા બીરાદરો એક બહુજ સારી મજાહની વાત સાંભળશો!

અમારી ઓફીસમા ખાસ દીનઇસલામી નસીહતકારક રમીક કીસ્સ હીકાયતો પયગમબરો ઇમામો આલીમો અને ઓલીઆના અહવાલ મોઅજીઝા તથા હદીસો વીગેરે વીગેરેથી ભરપુર **ચોપાનીયાં** તઇયાર મવજુદ છે, નમુના માટે એક ચોપાન્યુ તથા લીસ્ટ **અ** સરટીફીકેટની બુક અરધા આનાો પોસ્ટજનો મોકલવાથી **મફત** મોકલવામા આવશે, માટ જેઓએ એ ચીજની મુલાકાત લીધી ન હોય તેઓએ એક ચોપાન્યુ નમુના તરીકે મગાવી વાચવુ, એ **અમારી** ખાસ ઇલ્તમાસ છે

**જાણવું** જોઈએ કે પરવરદીગારે પોતાની રહમતથી પોતાના બંદાઓની **હીદાયત** અને **નજાત** માટે એવી એવી હીકમતો રાખી છે કે જેની હદ નથી, જેમક **ઇબાદત**ના શોખ આપવા માટે **જન્નતમ** ખુબસુરત **હુર,** ગીલમાન, સારી સારી પોશાક મેવા નેઅમતો વીગેરેની લાલચ બતાવી, વળી તે કરતા વધારે એ કે કોઈ મારા જેવા અજાન બંદા એની પણ પરવા ન કરતા ગફલતમા રહે તો સખત અઝાબ જેમકે દોઝખની આગમા સાપ વીછુ વી૦ ની બીકનો ખોફ બતાવ્યા કે જેથી ડરીને **"રાહેનજાત"** (નજાતનો રસ્તો) પકડે ઊરાત નેક કામમા બેશુમાર સવાબ રાખ્યા જેમકે હદીસમા છે કે કે ઇલ્મેદીન સીખવા જાય તેના પગની નીચે ફીરીસ્તા પાંખો બીછાવે અને તમામ ચીજો એટલે સુધી કે દર્યાની માછલીઓ પણ તેના મુસતગફાર કરે છ એક કલાક અહકામે ખુદા સાંભળતા સીત્તેર વર્ષની બંદગીનો સવાબ મળે છે **હવે** એ કામ કરવામા એવો સવાબ મળે ઘણી તરાહથી થઈ શકે છે તમાથી ત્રણ કામ નીચે મુજબ

૧–મજલીસમા અહકામે ખુદા સાંભળવા વી૦ ૨–આલીમની સોહબતમા બેસી અહકામે ખુદા સાંભળવા ૩–દીની કીતાબો ચોપાનીયાં વી૦ વાચી વાકેફ થવુ કે જેમા અહકામે ખુદા અહલેબૈતે મુસ્તફા સના ફરમાએલ હોય

# ખૈબરની લડાઇ

જેની અંદર ખબરનો કીલ્લો જનાબે હૈદરે સ-
ફદરે બહુજ શુજાઅત અને બહાદુરીથી ફ-
તેહ કરેલ છે વીગેરે બયાન લખવામાં
આવેલ છે.

તાલીફ કરનાર
હાજી ગુલામઅલી હાજી ઇસમાઇલ
અધિપતિ રાહેનજાત અને નુરેઇમાન દુરરે-
બેબહા તથા અહવાલુન્નીસા વી૦ ના કર્તા
અહમદેઆબાદ પાચપટી

તા૦ ૧૩ માહે રજબ સન ૧૩૧૮ હી૦

શ્રી "ઇમિનાઅશરી પ્રીન્ટીગ પ્રેસ" અમદાવાદ
પાચપટી બાકરઅલીની પોળ



કીમત એક આનો પોસ્ટજ જોઇએ એટલી લીઓ અરધો આનો

યા અલી  મદદી

લાફતા ઈલા અલી
લાસયફ ઈલ્લા ઝુલ્ફેકાર.

# ખૈબરની લડાઈ.



આ ગુનેહગાર ગુલામે હૈદરે કર્રાર **"હાજી ગુલામઅલી હાજી ઇસમાઇલ"** તમામ મોમીનોને અહલે બેતેઅતહારની ખીદમતમાં અરજ કરે છે કે અમોએ **"રાહેનજાત"** ના બીજા વરસની ખુશાલી માટે એ મામીકના તમામ ગ્રાહકોને **'ખૈબરની લડાઇ'** ભેટ આપેલ અને બીજાઓમા પાયથી કીમત રાખેલી, પણ તે તમામ ખલાસ થઇ ગઈ અને ઘણા બીરાદરોની ખાહીશ હોવાથી ફરીને છપાવી છે, મ જેઓની મરજી હોયતો તાકીદે કીમત મોકલીને મગાવી લીએ,

કીમત એક આનો પોસ્ટેજ જોઈએ તેટલી લીઓ અરધો આનો

## બિસ્મિલ્લાહિર રહેમાનિર રહીમ.

### અલ્લાહુમ્મા સલ્લે અલામોહમ્મદ વઆલે મોહમ્મદ.



# ખૈબરની લડાઈ.



સલમાન ફારસી, અબુઝરે ગફ્ફારી, અને અબુઅય્યુબ અનસારીથી રીવાયત છે, કે એક દીવસ જીબરઈલ અમીન, બહુકમે રબ્બે જલીલ, ( ખુદાના હુકમથી ) નાઝીલ થયા ને હઝરત રસુલે ખુદા સ૦ ને કહ્યુ, કે યા હઝરત, ખુદાવંદે કરીમે ફરમાવ્યુ છે, કે સાઠ હજાર મ[illegible]ી, ઓ મરહબ અને અલકમાહ તમારી તરફ આવવાનો ઇરાદો રાખે છે, અગર તે અત્રે આવશે તો, તમારા મુલકને ખરાબ કરી નાખશે ને તમારી ઉમ્મતના નાના મોટાને કતલ કરશે માટે તમો જલદી ખૈબરના કીલ્લા ઉપર જાઓ, ને આ બાબતનો બંદોબસ્ત કરો.

મજકુર હુકમ સાંભળીને, હજરતે જનાબે અલીઅ૦ને પોતાની જગ્યા સોંપીને મદીનામા રાખ્યા અને ઇબ્ને માઅદી કરબને, દસ-હજાર સીપાહી સાથે આપીને પહેલેથી રવાના કર્યો ને તેની બાદ પોતે ત્રીસ હજાર માણસનુ લશ્કર લઈને રવાના થયા ઇબ્ને માઅદી કરબે ખૈબરમા જઈને, કીલ્લાની નીચે ખૈમા ઉભા કર્યા પછી એક ટેકરા ઉપર જઈને કીલ્લા તરફ નજર કરી તો માલુમ થયુ કે, એક

મોહટો પહાડ છે, તેને મજબુતીથી બાંધેલ છે, ને તેની પાસે બીજો બહુજ મોહટો અને પહોળો પહાડ છે, ને તે કીલ્લાને સાત ભીતો છે આ જોઇને તે ટેકરા ઉપરથી ઉતર્યો, પછી ખબરદાર લોકોએ, ઈની સલામના લશ્કરની, ખૈબરીઓને ખબર આપી આ સાંભળીને **મરહબે** વીચાર કર્યો કે કીલ્લાની બાહેર જઇને, ઈબ્નેને માઅદીકરબ સાથે લડાઈ કરે, તેટલામા હઝરત રસુલે ખુદા સ૦ આવી પહોચ્યા **મરહબ** આ મોહટુ લશ્કર જોઇને ફીકરમા પડી ગયો, ને અમદી નામના **નજુમીને** બોલાવીને કહ્યુ કે, નજુમમા જો કે કેની ફતેહ છે? ને મોહંમદ અમારા કીલ્લાને લઈ શકશે કે નહી નજુમીએ નજુમમા જોઇને કહ્યુ, કે અએ મરહબ તમારા નસીબ ખરાબ છે અને ખુદા પરસ્તોના નસીબ ઘણાજ સારા છે મરહબે કહ્યુ કે, તુ જુઠુ બોલેછે ને તેને કતલ કરવાનો હુકમ આપ્યો પણ બાદશાહે મના કરી પછી મરહબે નજુમીને કહ્યુ કે તુ મારી સાથે શરત કર, કે અગર તારૂ કેહવુ ખોટુ પડે તો, તારૂ ખુન મારા માટે હલાલ થાય **આ** સાંભળી નજુમી એ ખેરો સક્ષી રાખીને કહ્યુ, કે અએ યારો! તમો ગવાહરહો હુ કહુછુ કે, ચાળીસ દીવસ સુધીમા, એક મરદ આવશે, ને તે બહુજ જોરવાળો હશે તે આ કીલ્લાનો દરવાજો ઉખાડીને ફેંકી દેશે, તો અગર મારૂ કેહવુ ખોટુ થાય તો મારૂ ખુન મરહબ માટે હલાલ છે **અને** તે શખશ હઝરત રસુલે ખુદા સ૦ ના કાકાનો દીકરો ભાઈ અને તેનો જમાઈ હશે ને તેનુ નામ **અલી** છે તો તે આજથી ચાળીસમે દીવસે બપોરના વખતે આ ખદક ( ખાઈ ) ને કુદીને દરવાજાને ઉખાડી નાખશે આ સાંભળીને મરહબે કહ્યુ, કે પછી અમારા ઉપર શુ બલા લાવશે? નજુમીએ કહ્યુ કે તમારી ઓરત છોકરાઓને કૈદ કરશે આ સાંભળીને મરહબે, નજુમીને એક

મારી પછી તેને કેદખાનામા મોકલી આપ્યો પછી મરહબ કીલ્લાની બુરજ ઉપર આવીને કેહવા લાગ્યો કે, એ **મોહુંમ્મદ**" તુ પયગંમબરીનો દાવો કરે છે, તો કહે કે આ કીલ્લાને કેટલાક દીવસમા ફતેહ કરીશ? હઝરતે ફરમાવ્યુ, કે ઈં૦ ચાળીશ દીવશમાં ફતેહ કરીશ મરહબે કહ્યુ કે સોવરસમા પણ લઈ શકીશ નહી પછી મરહબ બેહજાર માણુસોને હથીયારબધ સાથે લઈને કીલ્લાની બાહેર આવ્યો ને બને લશ્કરમા લડાઈ શરૂ થઈ પછી હમેશા લડાઈ થાતી હતી ને હમેશા ઈસલામનુ લશ્કર હારી જતુ હતુ એટલે સુધીકે એકત્રીસ દીવસસુધી લડાઈ ચાલી, ને હમેશા મરહબની ફોજ જીતીને જાતી, ને ઈસલામની ફોજ હારીને પાછી આવતી હતી બત્રીસમે દીવસે **લએશ,** અને **કએશ,** મોહટા મોહટા પેહલવાન મૈદાનમા આવ્યા ને ઈસલામ તરફથી **માલીકે ઊશતર** અને તેનો છોકરો **ઇબરાહીમ,** બેહજાર માણુસો સાથે લઈને લડવા નીકળ્યા ને લએશ અને કએશની સામે ખુબ બહાદુરી બતાવી ને સામસામી **ખુબ** લડાઈ થઈ, બને લશ્કરમાથી પોકાર અને શોર ઉઠયો પછી ઈબરાહીમે પોતાના બાપની દુઆથી, કએશને એવો એક નેજો માર્યો કે, તે મલઉનની છાતીની પાર થઈ ગયો, ને તેને ખદકમા ફેકી આપ્યો માલીકે ઉશ્તર, આ જોઈને બહુજ ખુશી થયા ને પોતાના લશ્કરને હુકમ કર્યો કે, હુ?? ખૈબરીઓપર હુમલો કરો આ સાભળવુ હતુ, કે એકદમ ઈસલામનુ લશ્કર ખૈબરીઓઉપર તુટી પડયુ, ને થોડીવારમા, પદરસો માણુસોને જહન્નમની ... ખાવા માટે પહોચાડી આપ્યા આ સાભળીને હઝરત રસુલે ખુદા બહુજ ખુશી થયા ને તેઓના હકમાં દોઆ કરી પછી હઝરતની ...થી ઇસલામની ફોજે ત્રણ કીલ્લા ફતેહ કર્યા. જે વખતે ચોથા

કીલ્લા પાસે પહોચ્યા, તો જોયુ કે, તે કીલ્લાની ફરતી સીત્તેરગજની પગતી, એક ખદક છે ને તેનો દરવાજો ચાળીશ ગજનો લાબો છે આ જોઇને માલીક ઉસ્તર ગમગીન થયા ને હઝરતને આવીને કહ્યુ કે મારી મરજી હતી કે, કીલ્લાને ફતેહકરીને પછી આવુ પણ ખદક અને દરવાજો જોઇને લાચાર થઈ ગયો હઝરતે આફ્રીન અને શાબાશી આપીને બાપદીકરાની પેશાનીપર બોસો આપ્યો ને ફરમાવ્યુ, કે આ લડાઈ હમેશા યાદ રેહવાની છે

પછી ઓગણચાળીશમા દીવસ સુધી ઇસ્લામી લોક, ચોથા કીલ્લા પર ફતેહ પામી શક્યા નહી તે વખતે મરહબ અને કેટલાક યહુદી કીલ્લાની બુરજુઉપર ચડીને હઝરતને મેણા મારીને કેહવા લાગ્યા કે, કેમ તમારી વાત ખોટી પડી કે? કેમકે કાલેજ ચાળીશમો દીવસ છે તો કાલે બપોર પછી, તમને અને તમારા લસ્કરને કતલ કરીશુ આ સાભળીને ઇસ્લામી ફોજમાથી બે જણ કહેવા લાગ્યા કે, ખૈબરી લોકોનુ કેહવુ ખરૂ માલુમ પડે છે આ સાભળીને હઝરતને રંજ થયો ને ખએમામા જઇને, અમ્મારે યાસીરના ખોળામા માથુ રાખીને સુતા ને આખોમાથી આસુની ધાર થઈ, તેટલામા જીબરઇલ અ૦ ખુદા પાસેથી પયગામ લાવ્યા કે, ખુદાએ ફરમાવ્યુ છે કે, અએ મારાહબીબ' આ કીલ્લાની ચાવી અલી ઇબ્ને અબીતાલીબ છે માટે જ્યાસુધી અલી નહી આવે ત્યા સુધી કીલ્લો, ફતેહ નહી થાય, અને તમે ખાતીર જમે રાખો કે, આવતી કાલે સુરજ નીકળતી વખતે, અલી અ૦ આવી પહોચશે આ સાભળીને હઝરતે, અસહાબોને ખુશખબર આપી કે, આવતી કાલે એવા શખશને ઝડો આપીશ, કે તે કરાર ગએરે ફરરાર (કાયમ રહેવાવાળો કદી ન ભાગે તે) છે ને તે અલ્લાહને દોસ્ત રાખેછે, ને અલ્લાહ તેને દોસ્ત રાખેછે મુનાફીક સમજ્યા

**હઝરત ખોટુ બોલેછે, ને મોઅમીન લોક સાચુ સમજીને ખુશી થયા**

**હાસલ કલામ** રાત ગુજરીને સવાર થઈ, તો હઝરતે સુબહની નમાઝ પડીને કીલ્લા સામે લશ્કરની સફ બધી કરી, તે વખતે ખએબરીઓએ, કીલ્લા ઉપરથી અવાજ કરીને કહ્યુકે, કેમ? અએ મોહંમ્મદ તમારા વાયદાનો ફક્ત અરધો દીવસ બાકી રહ્યો છે તો તેટલીવારમા તમો કીલ્લાને કેમ લઈ શકશો? પછી હઝરતની ફોજ અંદરથી એક શખશે કહ્યુ કે, યા હઝરત આપે ફરમાવ્યુ હતુ કે, આવતી કાલે એવા શખશના હાથમા ઝંડો આપીશ, કે તે કીલ્લાને ફતેહ કરશેતો હવે શામાટે ગફલત કરોછો? હઝરતે ફરમાવ્યુ, કે ખુદાના હુકમમા ફેરફાર થનાર નથીજ અને તે શખશ હજી મદીનામા મુસલ્લા ઉપર બેઠોછે ને તેની આખો દુખેછે, તોપણ ઇ૦ હમણાજ અહીઆ આવશે આ મુજબ ફરમાવીને મદીના તરફ મોઢુ કરીને **નાદેઅલી** પડવા લાગ્યા, રીવાયતમા છે કે, હઝરત પેહલી વખતે નાદેઅલી પડયા, તો હઝરતઅલી અ૦ મુસલ્લા ઉપર બેઠા હતા તે વખતે કબરને કહ્યુ કે, દુલદુલને હાજરકર કે રસુલે ખુદાન૦ બોલાવે છે ને બીજી વખત હઝરત નાદેઅલી પડયા, તો હઝરતઅલીએ જવાબ આપ્યોકે, "**લબ્બયક યારસુલીલ્લાહ**" એટલે, **જી!** યારસુલીલ્લાહ, હુ હાજર થાઉ છુ પછી સર્વેને વીદાઅ કરીને, દુલદુલપર સવાર થઈ, કબરને પોતાની પાછલ બેસારીને રવાંના થયા વળી રસુલે ખુદા ત્રીજીવખત નાદેઅલી પડયા, તે વખતે પણ હઝરત અલીએ "લબ્બયક યારસુલીલ્લાહ" કહીને દુલદુલને તાજીઆનો અડાડીને ફરમાવ્યુ કે, અએ દુલદુલ, અગર આખ વીચીને ઉઘાડુ એટલી વારમાં, હઝરતની ખીદમતમા નહીં પહોંચાડીશ, તો પછી કદી તારાપર હુ સવાર નહી થાઊ આસાંભળી જનાવરે હાલથી દુલદુલે ખુદા પાસે દોઆ કરી કે, અઓ પરવર દીગારા,

આ રસ્તો મારાપર આસાન કર, કેમકે અમીરૂલ મોઅમેનીનનો ગુસ્સો ઉપાડવાની મને શક્તિ નથી ખુદાએ મલાએકાને હુકમ કર્યો કે, જમીનની દોરીઓ ખેંચી લીઓ, ને દુલદુલને પણ શક્તી આપી કે, એક મહીનાનો રસ્તો આખ વીચીંને ઉઘાડે ત્યા પહોચી ગયો ને ખએબરના કીલ્લા પાસે હઝરતઅલી પહોચ્યા, તે વખતે તેત્રીસ હજાર માણસોની નજર મદીના તરફ હતી તેટલામા એકાએક "**મઝહરૂલ, અજાએબ; વમઝહરૂલ, ગરાએબ; અલીઇબને, અબીતાલેબ અ૦**" છેટેથી દેખાણા, તો તેઓને જોઇને સર્વે ખુશી થયા પછી હઝરતઅલી આવીને હઝરની ખીદમતમા હાજર થયા, ને સલામ કરીને ગળામા હાથ નાખીને મળ્યા પછી હઝરતે ફરમાવ્યુકે, યાઅલી તમને ખુદાનો હુકમ થયો છે કે આજે ચાર કલાકની બાદ, આ કીલ્લાના દરવાજાને ઉખાડી નાખો હઝરતે અરજ કરીકે, યારસુલુલ્લાહ આ દરવાજો તે લોકોએ, સએકલ કરી રાખ્યો છે કે તેનાપર સુરજ પડવાથી, બહુજ ચમકે છે ને મારી આખો દુખે છે, તેથી તેની સામે થવુ નહી બને હઝરતે ફરમાવ્યુ કે, યા અલી મે તે લોકો સાથે વાયદો કર્યો છે કે, આજે બપોરના આ કીલ્લાને લઇશ તો અગર આવાયદો ગુજરી ગયો તો હુ જુઠો પડીશ આ મુજબ કેહતા હતા, ત્યાં જીબરઇલ આવ્યાને કહ્યુ કે યા હઝરત ખુદા ફરમાવે છે, કે અલીની આંખોમા તમારી જબાન ફેરવો તો હમણાજ, આખો સારી થઈ જાશે આ સાભળીને હઝરતે અલી અ૦ ની આખોમા પોતાની જબાન મુબારક ફેરવી કે તેજ વખતે, આખો સારી થઇ ગઈ પછી હઝરતે ઝડો હઝરત અલી અ૦ ના હાથમા આપ્યો, ને તે જનાબ કીલ્લા તરફ રવાના થયા હઝરતના મોહીબમાથી કેટલાક કહેવા લાગ્યા કે, યા હઝરત આ કીલ્લાપર, એક કાફર છે તે એવુ તીર મારે છે, કે બસો કદમ છેટે જઈને વાગે છે તો કોઇ આગળ જાય છે તેને તે તીરથી મારે છે,

પછી સાઅંદબ્નઆમે અરજ કરી, કે યા મવલા, હુ આપની આગળ ચાલુ ને મારી જાનફીદાકરૂ હઝરે ફરમાવ્યુ, કે અએ સાઅદ તુ તારી જાનને હલાકતમા ન નાખ' ને પુરેપુરી ખાત્રી રાખ' કે પેહલે તે યહુદી નુ કામ પુરૂ કરીશ

આ મુજબ કહીને ફોજથી બાહેર આવીને તે યહુદીયોપર એક આવાજ કરી, કે અએ મલાઇનો, તમો શુ વીચારમા છો ?? હુ આવી પહોચ્યો છુ આ સાભળીને તે તીર અદાજે કહ્યુ કે, અએ અલી હું ચાહતો હતો કે, તને ઓચીતો તીરથી મારૂ, પણ હુ તને ખબરદાર કરૂ છુ કે, મારૂ તીર કોઈ દીવસ પણ ખતા કરતુ નથી એ મુજબ કહીને હઝરતને તીર માર્યુ પણ કુદરતે ખુદાની તીર ખતા કરી ગયુ પછી હઝરતે સાઅદને કહ્યુ, કે તુ આ કાફરને મારા બદલામા તીરથી માર! સાઅદે કહ્યુ, કે મારૂ તીર ત્યા સુધી નહી પહોચે પછી હઝરતે માલીકે ઉસ્તરને કહ્યુ, કે તમો આ કાફરને તીર મારો' માલીકે પણ કહ્યુ, કે મારૂ તીર પણ ત્યા સુધી નહી પહોચે પછી હઝરતે માલીક પાસેથી, એક તીર લઇને, "બીસમીલ્લાહ" કહીને આગળીઓથી તોર માર્યુ રાવી કહે છે કે, તે વખતે તે મલઉન હઝરતને બદ કલામ કેહતો હતો, તેટલામા તે તીર તેના મોઢાપર આવીને લાગ્યુ ને પછવાડે થઇને નીકળી ગયુ ને તે મલઉન ખદકમા પડી ગયો પછી હઝરતે ફરમાવ્યુ કે અએ યારો તમો મારી પાછળ ચાલ્યા આવો'! ને પોતે ખદક તરફ રવાના થયા, ને કુફ્ફાર લોકો, બુરજઉપરથી તીરનો વરસાદ વરસાવા લાગ્યા પણ કુદરતે ખુદાથી, હઝરતપાસે એક તીર પણ આવ્યુ નહી હાસલ કલામ હઝરત ખદક પાસે ગયા, તો ખદક બહુજ પગતી હોવાથી, ખુદા પાસે દોઆ કરી, કે યા ખુદાવદા મને એટલી શક્તિ આપ કે આ ખદક ઉપરથી પાર થઇને, કીલ્લાના દરવાજાને ઉખાડી લઉ અ

મુજબ દોઆ કરીને, ખંદકઉપરથી એવો ઠેકડો માર્યો કે સામે કાંઠે જતા રહ્યા, ને દરવાજા પાસે આવ્યા ( મનકુલ છે કે હઝરતઅલીએ મનમા માનતા માની હતી કે, પેહલે બેરકાત નમાઝ પડીને પછી દરવાજો ઉખાડીશ, તેથી મુસલ્લો બીછાવીને નમાઝ પડવા લાગ્યા ( હઝરતને નમાઝ પડતા જોઈને, યહુદી લોકોને, બરાબર મવકો મળ્યો, તેથી હઝરતઉપર હુમલો કર્યો રીવાયતમા છેકે, કીલ્લા ઉપર પથ્થરની ચક્કીનો, એક મોહટો પથ્થર હતો, અને ત્યાના હીસાબથી, તે પથ્થર ચાર હજાર સાતસો મણ વજનમા ભારે હતો તમામ યહુદીઓનો મત થયો, કે આ પથ્થર હઝર ઉપર પાડી નાખવો તેટલામા તે બીચારા નજુમીને વખતે મરહબ આવ્યો, ને કહ્યું કે અએ નજુમી તારી જબાન સુકી જાય, કે તે જે કહ્યું તેનો અસર માલુમ પડેછે, હવે કહે કે, આપથ્થર અલી ઉપર નાખીએ, તો તેનું કામ તમામ થાશે કે નહી? નજુમીએ જવાબ આપ્યોકે, અએ મરહબ આ મઝહબુલ અજાએબ છે, તેના પર કોઈનો પણ કાબુ ચાલતા નથી, ને આ વખતે તે દરવાજો ઉખાડી નાખશે,

આ સાંભળીને તે નાદાન, નાપાક ગુસ્સે થયો, અને તે બીચારા હક બોલનાર નજુમીને અને તે પથ્થરને કીલ્લાપરથી નીચે પછાડયા (લખનાર કહેછે હક વાત ઘણાઓને ગમતી નથી પણ હક તરફ ખુદા છે) પછી તે નજુમીએ પડતા પડતા અવાજ કરી કે **યાઅલી અદરીકની**' મતલબ એકે યા અલી મારી ફરયાદને પહોચો હઝરતે આ બનાવ જોયો તો મુસલ્લા પરથી ઉઠીને પેહલે નજુમીને નીચે ન પડવા દેતા હાથે પકડીને નીચે ઉતાર્યો ને પછી અવરજ તે પથ્થરપર ઝુલફુકાર મારી કે તેના બે ટુકડા થઈ ગયા એક ટુકડાને ખંદકમા પડવા આપ્યો ને બીજા ટુકડાને હુકમ કર્યો કે **યા હજરો કીફ બેઅમરીલ્લાહ**'

એટલે અએ પથ્થર અલ્લાહના હુકમથી ઠેહરા તો તે ટુકડો નીચે ન પડતા અવર હઝરતના માથા ઉપર છત્રીની માફક રહ્યો.

પછી હઝરતે દરવાજામા ફકત બે આગળી નાખીને એવા હલાવ્યો કે જમીનપર પડી ગયો ને તે સાતે કીલ્લા એવા હલાવ્યા કે, અલકમા અને તેની છોકરી, તખતની નીચે પડી ગયા પછી તે બાદશાહની છોકરી, સરીયાહખાતુને, કહ્યુ કે દીને મોહમ્મદી હક છે પછી હઝરતે તે દરવાજાને ઉખાડીને આસમાન તરફ ફેકયો ને એટલો ઉંચે ગયો કે, સીતારાની માફક દેખાવા લાગ્યો પછી તે દરવાજો નીચે આવવા લાગ્યો તો, હઝરતે તેને હવામાથીજ ઉપાડી લીધો ને તે દરવાજાને ખંદકના પુલ માટે ખંદકપર રાખ્યો, પણ તે દરવાજો ખંદકની બરાબર ન થતા, એક બાલીસ્ત ઓછો રહ્યો તેથી પોતે ખંદકની અંદર ઉતર્યા ને પોતાના પગ મુબારકને પાણી ઉપર મુક્યા ને તે દરવાજાના બાજુ બાજુને હાથ ઉપર રાખ્યો, ને કહ્યુ કે, અએ મોહમ્મદ સ૦ ના દોસ્તો આ દરવાજા ઉપર થઇને કીલ્લામા દાખલ થાઓ ને કાફરોને હલાક કરો પછી તેતરીસ હજાર માણસ તે દરવાજા ઉપર થઇને કીલ્લામા ગયુ પણ હઝરઅલી અ૦ ના હાથકે પગ કાંઈ પણ હલ્યા નહીં. હજી એક કલાક થઈ હતી કે તમામ ફરીયાદ કરતા અંદરથી ભાગી આવ્યા ને પોકાર કરતા હતા કે યાઅલી અમારી મદદ કરો હઝરતે પોતાની ફોજનો આહાલ જોઇને દરવાજાને ઢાલની માફક હાથમાં લીધા અને ઝુલફુકાર મીયાનમાથી કાઢી, તેટલામા માલીકે ઉસ્તરને જોયા કે તેપણ ફરયાદ કરતા ચાલ્યા આવેછે ને કહેછે કે, યાઅલી મદદ કરો'' કે મરહબ મોહટી તલવાર હાથમા લઇને ચાલ્યો આવેછે આ સાંભળીને હઝરત મરહબની સામે ગયા, મરહબે જોયુ કે મ્હોટો દરવાજો સીરપના બલાગા હાથમા લીધો છે તેથી કહયુ કે અગર જો મરદ

હોતો આ દરવાજા થકી મારાથી બચો છો તો તેને ફેંકી દીઓ પછી મારી સાથે લડાઈ કરો આ સાભળીને હઝરતે તે દરવાજાને જમીન ઉપર ફેંકી આપ્યો પછી મરહબે જોરથી હઝરતપર તલવાર મારી હઝરતે પણ તેના માથાપર ઝુલફકાર મારી કે તેનો હાથ કપાઇને તલવાર સુધા બોય પડી ગયો તે વખતે મરહબને પોતાને સ્વપનુ આવેલુ તે અને તેની માએ શીખામણ આપેલી તે યાદ આવી કે તેની માએ કહયુ હતુ કે જેની સાથે લડાઈ કર તો પહેલે નામ પુછજે ને જેનુ નામ અસદ હોય તેની સાથે લડવુ નહી નહી તો હલાક થઇશ તેથી તેણે પુછયુ કે અએ અલી આ નામ સીવાય બીજુ પણ તમારૂ નામ છે? હઝરતે ફરમાવ્યુ કે અએ કાફરે મલઉન મારૂ એક નામ **અસદુલ્લાહ** પણ છે આ સાભળીને તેના બદબદ ધ્રુજવા લાગ્યા અને ભાગવાનો વીચાર કર્યો પણ તેના બરાબરીઆઓથી શરમ આવી કે તે તાઅના મારશે તેથી ભાગ્યો નહી અને બીજી રીવાયતનો થોડો મતલબ એ કે તે મલઊન ભાગી ગયો તેથી શેતાન એક યહુદીના આલીમની સુરત બનીને આવ્યો ને કહયુ તુ કેમ ભાગે છે? તેણે કહયુ કે મારી દાઇએ કહેલછે કે તુ **હેંઅદર** નામવાળા સાથે લડીશ નહી ને આનુ નામ હેંએદર છે શએતાને કહયુ શુ? આખી દુનીયામા એકજ શખશનુ નામ હએદર હશે? નેતુ અેવો મોહટો પહેલવાન થઇને એક ઓરતના કહેવાથી ડરીને ભાગી જાયછે? અને ઘણે ભાગે ઓરતોનુ કહેલુ ખોટુ પણ પડેછે વીગેરે કહીને સમજાવીને પાછો મોકલ્યો તે મલઊન શએતાનના ફરેબમા આવીને, પાછો લડવા લાગ્યો ને માથાપર ઢાલ લઇને, બોલ્યો કે, યાઅલી હવે, તમે કાઇપણ કરી નહી શકો આ કેહતો હતો ત્યા, જનાબે હએદરે કરરાર ગએરે ફરરારે, એવા **જોરથી** ઝુલફકાર તેના માથા પર મારી કે, ફોલાદના ખોદને, માથાને, છાતીને અને કમરને કાપીને, બે ચીરવા કરીને, પથ્થરમા ઘુગી ગઇ. આ જોઇને બને લશ્ક-

રમાથી પોકાર થયો ને, હઝરતને **શાબાશ** અને **આફરીન** કેહવા લાગ્યા, તેની બાદ **હુરશામ** ખેબરી હઝરતની સામે આવ્યો, હઝરતે તેને પણ ઠેકાણે પહોચાડયો, આ જોઇને તમામ કીલ્લાવાળા, અલઅમાન, અલઅમાનની ફરયાદ કરવા લાગ્યા, પછી તે લોકો ઇસલામ લાવ્યા

**રીવાયત**મા છે કે હઝરત રસુલે ખુદા સ૦ ફરમાવ્યુ કે હઝરત અલી અ૦ નો મરતબો ઘણો મોહટો છે, કે અલીએ જે વખતે ખૈબરના દરવાજાને, હલાવ્યો, ને તે કીલ્લો ધરૂજવા લાગ્યો, ને અલીના ગુસ્સાથી જમીન આસમાન, અને અરશે અઅલા પણ ધરૂજવા લાગ્યુ, ને હઝરત અલીએ જે વખતે મરહબના બે ટુકડા કર્યા તે વખતે જીબરઇલ બહુજ અજબ થયા, ને મારી પાસે આવ્યા, મે પુછયુ કે, અએ જીબરઇલ તમો શા માટે તાઅજુબમા છો? જવાબ આપ્યો કે, આ વખતે ફીરીસ્તા, મલકુતે અઅલામા, નીદા કરે છે કે, **"લાફતા ઇલ્લા, અલી, લાસએફ, ઇલ્લા, ઝુલફુકાર"** ને હુ જે અજબ થયો છુ તેનુ કારણ એ છે કે, જે વખતે પરવરદીગારનો મને હુકમ થયો હતો કે, લુતનબીનીકોમને હલાક કરૂ, ને વખતે તેના સાતે શેહરની જમીનને, સાતમા તબકા સુધી મારી પાંખો ઉપર ઉપાડીને ઉચા કર્યા હતા, તો તેનો ભાર કાઈ પણ લાગ્યો નહી, પણ આજે અલી અ૦ ગુસ્સામાં અને જુસ્સામા આવીને **"અલ્લાહો અકબર"** કહીને મરહબ ઉપર જે ઝુલફુકાર મારી, તો તે વખતે ખુદાનો હુકમ થયો કે, તે તલવારના વધારાના, જોરને મારી પાખ ઉપર રોકી લઊં, એટલા માટે કે, જમીનનો તબકો, અને તેના નીચેની ગાય, અને માછલીના બે કટકા ન થઈ જાય તો જે વખતે તે તલવારના જોરને, મે મારી પાખ ઉપર રોકી લીધુ, તો તે સાતે શેહરના ભાર કરતા મને વધારે ભાર લાગ્યો, તે છતા કે, હવામા **મીકાઇલ**, અને **ઇસરાફીલે**

તેઓના બાજુને પકડી રાખ્યા હતા, હાસલ કલામ ખૈબરને ફતેહ કરવા પછી હઝરત અલીએ જેવી રીતે લસ્કરને ખદકથી, ઊતારયુ હતુ તેવીજ રીતે પાછુ લસ્કરને ઉતારયુ તે દરવાજે ઉપરથી ઉતરતી વખતે એક શખશે હઝરતની ફોજમાથી, પોતાના ગુલામને હુકમ કર્યો કે, ઘણા ખચરો પર માટી પથ્થર ભરીને લાવ, ને ખચરોને કોરડા મારો કે તે ઠેકડા મારે, રાવી બયાન કરેછે કે, આ મુજબ કરવાથી તેનો મતલબ એ હતો, કે હઝરતના હાથમાથી, દરવાજો પડી જાય, ને તેઓને ઇજા પહોચે આ જોઈને હઝરતે ખચરો પર નફરીન કરી ને કહ્યુ કે ઇલાહી ખચરોને તુખમ ન હોય એટલે તેને ઓલાદ ન થાય ને તેજ કારણ છે કે હવે ખચરોને બચ્ચુ થતુ નથી પછી તે શખશે જોયુ કે ખચરોએ દરવાજા પર ઠેકાડા માર્યા કુદ્યા તોપણ કાઇ હરકત થઇ નહી પછી રસુલે ખુદા સ૦ ની ખીદમતમા આવીને બોલ્યો કે યા હઝરત કેટલાક માણસો કહેછે કે અલી મોટો જાદુગર છે કે પાણી પર ઉભો છે ને પગ પલળતા નથી

આ સાભળીને હઝરે ફરમાવ્યુ કે અએ શખશ વાય થાય તારા પર અલીના પગ તો જીબરઇલ ની પાખ ઉપર છે આ સાભળીને તે શખશે કહ્યુ કે અલીનો એવો મરતબો છે? કે જીબરઇલની પાખો ઉપર પગ રાખે? હઝરતે જવાબ આપ્યો કે અએ શખશ મારા કરતાં જીબરઇલનો મોટો મરતબો છે કે જીબરઇલ કરતા મારો મરતબો મોટો છે? મજકુર શખસે કહ્યુ કે યા હઝરત જીબરઇલ કરતા તમારો મરતબો મોટો છે પછી હઝરતે ફરમાવ્યુ કે અએ શખશ! એક વખત અલી મારા ખભા ઉપર પગ મુકીને ખાનએકાઅબાના બુત તોડશે તો તે જીબરઇલની પાખ ઉપર પગ રાખે તેમા શુ નવાઈ?

પછી તે ખૈબરનો માલ લુટેલા હઝરત પાસે લાવ્યા ને સલમાન

ફારસી એક બહુજ રૂપાળી ઓરત પોતાની સાથે લાવ્યા હઝરતે પુછયું કે તારૂં શુ નામ છે? તેણે કહયુ હું ખૈબરના બાદશાહ અલકમાહેની છોકરી છુ ને મારૂં નામ સફીયાહ છે મેં તમને સ્વપનામાં જોયા છે ને હુ ઇસલામ લાવીછુ હવે મારી ઊમ્મેદ છે કે તમો મને પોતાની કનીજમાં કબુલ ફરમાવો તેટલામા ખુદા પાસેથી જીબરાઈલ આવ્યા ને કહયુ કે ખુદાવંદે કરીમ સલામ અને દુરૂદના હદીયા બાદ ફરમાવે છે કે સફીયાહ અમારા દોસ્તોમાથી છે માટે તમો તેની સાથે નીકાહ કરો ખુદાનો હુકમ થવાથી તેની સાથે નીકાહ કર્યા ને સર્વે માલ લસ્કરને વહચી આપ્યો અને સોનાનો દરવાજો હતો તે ખુદાના હુકમથી હઝરત અલી અ૦ પોતાના હાથથી ભાગી ભાગીને સર્વેને બરાબર વેહચી આપ્યો ફકત એક જણનો હીસ્સો ઓછો આવ્યો કેમકે તેણે હઝરત સાથે બેઅદબી કરી હતી,

લ૦ અધીપતી રાહેનજાત.





# ચોપાનીઆ અને કીતાબોનું લીસ્ટ

## રાહેનજાત.

૧—એ ચોપાનીયુ મુસલમાની દર મહીનાની પહેલી તારીખે બ-રાબર ટાઇમસર પ્રગટ થાય છે જેની અંદર વીશ પેજમાં ગુજરાતી જબાનમા ઊમદા ઊમદા બાબતો મોઅજીઝા કીસ્સા સવાલજવાબ વી० વી० હોય છે જેનુ આઠમુ વરસ ચાલે છે, કીમત વર્ષ એકની અગાઊ-થી પોસ્ટેજ સાથે રૂ ૧ા અને જગબાર વીગેરે વાળા પાસેથી રૂ ૧ાા લેવામા આવે છે

## નુરેઇમાન.

૨—એ ચોપાન્યુ બમે મહીનાનુ' એટલે દર બીજે બીજે મહીને બતરીસ પેજમા રેગ્યુલર ટાઇમ સાચવીને બાહેર પડે છે ગુજરાતી હ રફ અને ઊરદુ આસાન સહેલી અને શીરીન જબાનમા, આકાઇમામ હુસેન અ० ની મુસીબતોની રીવાયતો અને બીજા કીસ્સા હીકાયતો, નવહા સલામ, મરસીયા, રૂબાઈ, વીગેરે વીગેરે વીષયથી ભરપુર હોય છે, તેનું છઠુ વરસ ચાલે છે, વળી છઠ્ઠા વરસથી "ગુલઝારે કરબ-લા" નામની કીતાબ ઊરદુ જબાન ગુજરાતી હરફમાં તેના અરધા ભાગમા એટલે સોળ પેજમા આપવામાં આવે છે, જેની અંદર ઇમા-મ હુસયન અ० ના નુરથી તે, ઈમામત શહાદત અને કરબલાના ત-મામ શોહાદાનો અહવાલ, પાછળથી મુખતાર વગેરેની લડાઈ એ તમા-મ ચીજો નાંખવામા આવશે, મોઅજીઝા, ફઝાએલ એવી ઘણી ચીજો નાખવામાં આવશે એ નુરેઇમાનની કીમત વરસ એકની અગાઊથી પો-સ્ટેજ સાથે રૂ ૧ જગબાર વી०ના રૂ ૧ાા રાહેનજાતના ગ્રાહકો પા-સેથી ચાર આના ઓછા

૩-"અહ્સનુલફીસા" મકબુલ કીતાબ ૨૧૨ પેજની ઔરતોના અહવાલ રસીક પાકા પુઠાની નસીહતકારક કીસા સાથે રૂ ૧॥= પોસ્ટેજ માફ આ૦રૂ ૧॥। હાલ ખલાસ છે ફરીને છપાય છે તાકીદે કીમત મોકલનાર પાસેથી ચાર આના ઓછા

૪-"ઝાદુલ આખેરાત" ઉરદુ શેઅર ગુજરાતી ઉચા, મોટા શોભીતા ટાઈપમા દસ મજલીસની, પંજતને પાક અ૦ ના અને ખાસ કરીને કરબલાના તમામ શોહદાના હાલમા રૂ ૧)= પોસ્ટેજ માફ આફ્રીકા રૂ. ૧।

૫-"દુરરેબેબહા" બાર ઈમામ બલકે ચહારદા માઅસુમ અ૦ના અહવાલમાં, વીલાદત, શહાદત, ફઝાએલ મોઅજીઝા વીગરે ૨૧૨ પેજની રૂ૧ પોસ્ટેજ માફ આફ્રીકા રૂ ૧)=

૬-" મીફતાહુલજીનાન" ગુજરાતીમા નમાઝ રોઝા હજ ઝકાત, મઈયતના અહકામ વી૦ ના સવાલ જવાબની રીતમાં રૂ ૦।=॥ પોસ્ટેજ માફ આ૦ ૦।≡

૭-"મફાતીહુલજીનાન" ઉરદુ અક્ષર તથા ઉરદુજવાબનમા ન બરદ મુજબ બયાનની કીતાબ વધારા સુધારા સીથ કીમત સાત આના પોસ્ટેજ માફ

૮-"નજાતુદારહેન માબાપના હકની અવી ઉમદા કીતાબ ઉરદુમા હજુ જોવામા આવી નથી, અમોએ ઘણી મહેનત કરીને તમામ કુરઆને શરીફમાથી ચુટીને માબાપના હકન આયતો લખી હદીસો હીકાયતો વી૦ થી મોઝય્યન કરેલ છે ૯૮ પેજ છે કીમત પાચઆના પોસ્ટેજ માફ

૯-" સઝાએઝુલમ" ઈમામહુસેન અ૦ ની ખુનના બદલાની મુખતાર વી૦ ની લડાઈની રૂ ૦। પોસ્ટેજ માફ

૧૦-"તોશએઉકબા" ઈમામ હુસેન અ૦ની ઝીયારતનો સવાબ તથા મુસાફરીના સામાન તથા રસ્તા વી૦ નુ બયાન બેઆના પોસ્ટેજ માફ

૧૧-"કહરે ઝુલજલાલ" બારમા ઈમામ અ૦ ઈમામ હુસેન અ૦ના ખુનનો બદલો લેશે વી૦ ઉરદુ શેઅર ગુજરાતી હરફમા અઢીઆના પો૦ માફ

૧૨-તોહફતુલઆબેદીન નમાઝની માયના, ઈદની નમાઝ, ઝીયારતો, રજબ શાઅબાન, તથા માહે રમઝાન, મોહરમ, વી૦ ના અઅમાલ, આશુરાની ઝીયારત નમાઝ વી૦ રૂ ૦। પો૦ ૦)॥

૧૩-ઉમદા મોઅજીઝોએક છોકરીને ઝીનાની તોહમતથી જનાબે ફાતેમા અ૦ બચાવ વી૦ ઉરદુશેઅર, ગુજરાતીમા સાર સાથે ૦)– પો ૦॥

૧૪ "બાપ બેટા બાપ બેટાને સવાલ જવાબ થીઆ હોય, એવી રીતે, ઈસલામની ચીજો કી૦ બે પઈસા પો૦) ॥

૧૫-નુરેહીદાયત, વઝુ ગુસલ નમાજની રીતની વકફ કીતાબ ફક્ત પો૦)॥

૧૬-વાળ મોઆજીઝો, કી. ૦)॥ પો૦)॥
૧૭-પાઝીઆતે નમાઝ વકફ પોસ્ટેજ ૦)॥
૧૮-મીસાહે શરીફ બારમા ઈમામની વીલાદતનો કીસ્સુ ગેઆર ગુજરાતી ...ફમા અહવાલ કી એક આનો પોસ્ટેજ ૦)॥
૧૯-રાહેનજાત ૪ થી કીતાબ કી૦ ૩૦॥। પો૦ માફ પુઠુ બંધાવીને ત્રણ આના વધારે
૨૦-રાહેનજાત પાંચમી કીતાબ ૩ ૦॥। પો૦ માફ પુઠુ બ ધાવીને ત્રણ આના વધારે
૨૧-નુરેઇમાન બીજી કીતાબ ૩૦॥। પો૦ માફ પુઠુ બ ધાવીને ત્રણ આના વ૦
૨૨-નુરેઈમાન ત્રીજી કીતાબ ૩ ૦॥। પો૦ માફ૦ પુઠાના ત્રણ આના વધારે
૨૩ ખબરની લડાઇ એક આનો પો ટેજ જોઈએ તેટલી લીઓ અરધો આનો

## ૨૪-કુરઆને શરીફની તફસીર.



ઇ૦ ઉમ્મેદ છે કે કુરઆને શરીફની તફસીર બહુજ ઉમદા અને ખુબી સાથે બનાવવી કે, એ અલ્લાહના પાક કલામને અરબીમા છે, તેનો તરજુમો મતલબ વીગેરે દરેક ગુજરાતી વાચનાર જાણી શકે, ૧ અરબી હરફમા આયત, ૨-તેની નીચે તેજ આયત ગુજરાતી શોભીતા હરફમા, ૩-તેની નીચે તરજુમો ૪-તેની નીચે તફસીર તાવીલ ૫ તેની બાદ મજકે મજકે હદીસો, શીવાયતો કીસ્સા વી૦ દસ દસ ગીપારાની ત્રણ ભાગમા...દરેક ભાગની શોભીતા ઉંચા પુઠાની કીમત દરેક ભાગના દસ રૂપીઆ, વ... અખબારની જાહેર ખબરની ચોપડી તથા નમુનાનુ એક પાનુ, અરધા આનો પોસ્ટેજ મોકલવાથી મફત મોકલીશુ તે છપાવાની તૈયારી છે ફક્ત ઢીલ એટલીજ છે કે તેના થએલા ગ્રાહકો તરફથી ત્રણે અથવા એક ભાગના હદીયો આવી જાયતો ઇ૦ છાપવી શુરૂ કરીએ

### નીચે લખેલી કીતાબો ખલાસ થઈ છે.

૨૫-મેઅરાજનામુ ત્રણ આના
૨૬-તોહફએ શરફીયાહ વકફ
૨૭-તોહફએ નજરીયા વકફ
૨૮ ૨૯-૩૦-૩૧-૩૨ રાહેનજાતની કીતાબ ૧--૨ ૩ ૪-૫-૬-૭ એ નથી
૩૩ ૩૪ ૩૫ નુરઇમાનની કી૦ ૧--૪--૫ નથી

**લે૦ હાજી ગુલામઅલી હાજી ઇસમાઇલ અમદાવાદ હે૦ માંડવી**